દર્શન, ચારિત્ર અને તપ સંબંધી આજના દિવસ પર્યંત અવિનય, અભક્તિ, આશાતના, અપરાધ થયો હોય તો વારંવાર ખમાવું છું. ( પૂર્વની પેરે વંદના ત્રણવાર કરવી. )

## પાંચમા ખામણા.

નમો કહેતાં નમસ્કાર કરૂંછું, લોએ કહેતાં લોક–અઢીદ્વીપને વિષે, સવ્વ સાહૂણં કહેતાં સર્વ સાધુજીને. જઘન્ય બે હજાર ક્રોડ સાધુ સાધવી, ઉત્કૃષ્ટા નવ હજાર ક્રોડ સાધુ સાધવી, તથા મારા ધર્મગુરૂ ધર્માચાર્યજી મહારાજ ગુણવંત, ગુણના ભંડાર, પૂજ્ય મહારાજ શ્રી ૧૦૦૮ શ્રી * સ્વામી આદિ જે સાધ સાધવી બીરાજે છે તેમને કરૂંછું; તે

*આ જગાએ પોતાના ધર્માચાર્ય મહારાજનું નામ બોલવું.

સ્વામિનાથ કેવા છે ? પાંચ મહાવ્રતના પાલણહાર છે, પાંચ ઇંદ્રિય વશ્ય કરી છે, ચાર કષાયને જીત્યા છે. ભાવસચ્ચે, કરણસચ્ચે, જોગસચ્ચે, મન સમાધારણા, વચસમાધારણા, કાયસમાધારણા, નાણસંપન્ના, દંશણ સંપન્ના, ચારિત્રસંપન્ના, વેદની અઇયાસે, મરણ અઇયાસે, ક્રિયા પાત્ર, ધર્મજાત્ર, પાંચ સમિતિએ સમિતા, ત્રણ ગુપ્તિએ ગુપ્તા, છ કાયના પીયર, છકાયના નાથ, સાત ભયના ટાલણહાર, આઠ મદના ગાલણહાર, નવવાડ વિશુદ્ધ બ્રહ્મચર્યનાપાલક, દશવિધ યતિધર્મના અજવાલક, બારભિખુની પડિમાના જાણ, બારે ભેદે તપસ્યાના કરણહાર, સત્તરે ભેદે સંયમના ધરણહાર, અઢાર ભેદે અબ્રહ્મચર્યના વરજણહાર, વીસ અસમાધિ દોષના ટાલણહાર, એકવીશ સબળા દોષના ટાલણ-

હાર, બાવીશ પરિષહના જીતણહાર, સતાવીશ સાધુજીના ગુણે કરી સહિત, ત્રીશ મહામોહીની સ્થાનકના વરજણહાર, તેત્રીશ આસાતનાના ટાલણહાર, બાવન અનાચીરણ દોષના ટાલણહાર, બેંતાલીશ ( પાંચ સડતાલીસ, ઓગણપચાસ, જુમલે ) છન્નું દોષ ટાળી આહાર પાણીના લેનાર, સચિત્તના ત્યાગી, અચિત્તના ભોગી, મહાવૈરાગી, પંડિતરાજ, કવિરાજ, મુનિરાજ, ધીરજવંત, લજ્જાવંત, સૂત્ર સિદ્ધાંતના પારગામી, તેડયા આવે નહિ, નોતર્યા જાય નહિ, તલાવે તરસ્યા, વિવાહે ભુખ્યા, કંચન કામિનીથી દૂર, નિર્લોભી, નિર્લાલચુ, સફરી ઝાઝ સમાન, નિર્ગ્રંથ પુરૂષ, તરણતારણી નાવા સમાન, સિંહની પેરે શુરવીર, સાગરની પેરે ગંભીર, ચંદનની પેરે શીતળકારી, સુરજની પેરે ઉદ્યોતના કરણહાર, ત્રિવિધે

ત્રિવિધે વ્રત પચ્ચખ્ખાણના પાલણહાર, એ આદિ લઈને અનેક ગુણે કરી સહિત છો, તમારા ગુણ તો અનંતા છે, કહ્યામાં ન આવે, મળ્યામાં ન આવે, ઉપમા દીધામાં ન આવે, તમારા સંબંધી, તમારા માર્ગ સંબંધી, તમારા જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, સંબંધી આજના દિવસ પર્યંત અવિનય, અભક્તિ, આશાતના, અપરાધ, કીધો હોય તો હાથ જોડી, માન મોડી, ત્રણવાર પ્રદક્ષિણા દઇ વારંવાર ( ભુજો ભુજો કરી ) ખમાવું છું.

## છઠ્ઠું ખામણું.

શ્રાવક શ્રાવિકાને ખમાવુંછુ: તે શ્રાવક શ્રાવિકા કેવાં છે? ૧ લે બોલે નવ પદાર્થ, પચીસ ક્રિયાના જાણ છે; ૨ જે બોલે આપદા આવ્યે કોઈની સાજ્ય (સહાય) વાંછે નહિ;

૩ જે બોલે દૃઢ ધર્મી, પ્રીય ધર્મી, મિથ્યાત્વી દેવતાના ડગાવ્યા ડગે નહિ, ચળાવ્યા ચળે નહિ, ધર્મના વિષે શંકા, કંખા, વિતીગિચ્છા રહિત છે; ૪ થે બોલે મિથ્યાત્વીના તપ દેખી ગુણગ્રામ ન કરે, સમ્યગ્દૃષ્ટિના તપ દેખી ગુણ ગ્રામ કરે; ૫ મે બોલે, લધીયઠા, ગ્રહીયઠા, પુછીયઠા, વીણીયઠા, અભીગયેઠા, અસ્થિગંજ પેમાણુ રાગ રત્તા, એતાવતા સુત્ર અર્થના જાણ છે; છઠે બોલે, જેના હાડહાડની મીંજાએ ધર્મનો રંગ લાગ્યો છે, આત્માને વિષે જેહના પ્રદેશ ધર્મથી રંગાણા છે; સાતમેં બોલે પાંચ સાત એકઠા મળી જયાં બેસે ત્યાં એમ કહેજે, "અયમાઉસો ! એવં અઠે, પરમઠે, નીગંથે, પાવયણે, સેહ્રસે અણઠે" ધર્મ છે તે અર્થ છે, બાકી પુત્ર કલત્રાદિક સર્વે અનર્થ છે. આઠમે બોલે, જેનાં હૃદય

સ્ફાટીક રત્ન સરીખાં નિર્મળ છે; નવમેં બોલે ઉદાર ચિત્તના ધણી છે, અવંગુયદારા; કમાડની ભુંગળ ઉઘાડી મુકી છે જેના દાતારપણા માટે; દસમેં બોલે પોતે જે વ્રત પચ્ચખાણ લીધાં હોય તે પાળવાને વિષે ઉદ્યમવંત છે; અગીયારમેં બોલે રાજાદિકના અંતઃપુરને વિષે જાય ત્યાં પ્રતીતકારી છે; બારમે બોલે મહીનામાં ચાર તથા છ પોષાના કરણહાર છે;.;તેરમે બોલે સાધુજી સાધવિજીને ચૌદ પ્રકારનું દાન સુજતું નિર્દોષ પ્રતીલાભવાના કામી છે; ચૌદમે બોલે ત્રણ મનોર્થના ચિંતવનાર છેઃ—કેવારે આરંભ પરિગ્રહ છાંડીશ ? કે વારે મમત્વ છાંડી સંયમ આદરીશ ? કે વારે સંલેખણા--સંથારો કરીશ ? પંદરમે બોલે સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા, એ ચાર તીર્થની વૈયાવૃતના કરણહાર છે;

સોળમે બોલે સુત્ર સિદ્ધાંત સાંભળવાના રસીયા છે, સાંભળ્યાં છે તે ધારવાના અર્થી છે; સત્તરમેં બોલે, બે ટંક આવશ્યક પ્રતિક્રમણના કરણહાર છે, નોકારશી આદિ વ્રત પચ્ચખાણના કરણહાર છે; અઢારમેં બોલે કોઈ નવો મનુષ્ય ધર્મ પામતો હોય તેને સાજ (સહાય) દેવાને વિષે ઉદ્યમવંત છે, ડગતાને સ્થીર કરવાને વિષે ઉદ્યમવંત છે; ઓગણીસમે બોલે સર્વ પ્રાણી ભુત જીવ સત્વને સમાધીના ઉપજાવણહાર છે; વીસમેં બોલે છતી શક્તિએ તપસ્યાના કરણહાર છે; એકવીશમે બોલે છતી શક્તિએ સંલેખણા--સંથારાના કરણહાર છે, દુબળા પાતળા દેખી અનુકંપા આણે છે. એમ આદિ લઈને અનેક ગુણે કરી સહિત છે. એવા શ્રાવકજી ભાઈ અઢીદ્વીપમાં સંખ્યાતા છે, અઢીદ્વીપ બહાર અસંખ્યાતા છે, તે

સર્વને ખમાવુંછું, સાધુજીને વાંદીને ખમાવુંછું, સાધ્વીજીને વાંદીને ખમાવુંછું. શ્રાવિકાને ખમાવુંછું, મારા ઉપકારી પુરૂષને ખમાવુંછું, સમદૃષ્ટી જીવને ખમાવુંછું, ચોરાસી લાખ જીવ યોનિને ખમાવુંછું, સાત લાખ પૃથ્વીકાય, સાત લાખ અપકાય, સાત લાખ વાઉકાય, સાત લાખ તેઉકાય, દસ લાખ પ્રત્યેક વનસ્પતિકાય ચૌદ લાખ સાધારણ વનસ્પતિકાય, બે લાખ બેઇંદ્રિય, બે લાખ તેઇંદ્રિય, બે લાખ ચૌઇંદ્રિય, ચાર લાખ દેવતા, ચાર લાખ નારકી, ચાર લાખ તિર્યંચ પંચેંદ્રિય, ચૌદ લાખ મનુષ્ય પંચેંદ્રિય એમ સર્વ મળી ચોરાસી લાખ જીવયોનિને ખમાવુંછું, એક ક્રોડ સાડીસતાણું લાખ જીવની કુલ કોડીને ખમાવુંછું.

ખામેમિ સવ્વેજીવા, સવ્વેજીવાવિ ખમંતૂમે;
મિત્તિમે સવ્વભૂએસુ, વૈર મજ્ઝં ન કેણઇ ॥૧॥

એવંમય આલોઇય,નિંદીય ગરહીય દુગંછીયં;
સવ્વતિવિહેણ પડિક્કંતો, વંદામિ--જિણ ચઉ-
વીસં ॥ ૨ ॥

ઇતિ ખામણાં સમાપ્ત ॥ હવે બે વાર ખમાસ-
મણું કહેવું.

ઇતિ ચોથા પ્રતિક્રમણ આવશ્યક સમાપ્ત.

---

## आवश्यक ५ मो.

---

### काउसग्ग.

( ઉભા થઇ પૂર્વની પેઠે પાંચમા આવશ્યકની
આજ્ઞા માગવી. )

દેવસી પ્રાયછીત વિશુદ્ધનાર્થં કરેમિ કાઉસગ્ગં,
નમોઅરિહંતાણંથી નમો લોએ સવ્વ સાહૂણં સુધી
કહેવું ॥૧॥ કરેમીભંતે સામાઇયંથી તે અપ્પાણં

વોસિરામિ સુધી કહેવું ॥ ૨ ॥ ઇચ્છામિઠામિ કાઉ-
સગ્ગથી તે જખંડિયં જંવિરાહિયં તસ્સ મિચ્છામિ-
દુક્કડં સુધી કહેવું ॥ ૩ ॥ તસ્સઉત્તરી કરણેણુંથી
તે અપ્પાણું વોસિરામિ સુધી કહેવું ॥૪॥ ( પછી
નીચેનો કાઉસગ્ગ મૌનપણે કરવો. )

## ધર્મધ્યાનનો કાઉસગ્ગં.*

શેકંતં, ધમ્મઝાણે ચઉવિહે ચૌપડયારે ॥
પન્નંત્તે તંજહા, આણાવિજયે ॥ ૧ ॥ અવાય
વિજયે ॥ ૨ ॥ વિવાગ વિજયે ॥ ૩ ॥ સંઠાણ
વિજયે ॥ ૪ ॥ ધમ્મસણું ઝાણસ્સ ચત્તારિ

* આઠકોટીવાળા પાંચે પ્રતિક્રમણમાં ધર્મધ્યાનનો
અને તે ન આવડે તો બે લોગસ્સનો કાઉસગ્ગ કરેછે,
છકોટીવાળા ચાર લોગસ્સનો, પખી પ્રતિક્રમણ વખતે
બાર લોગસ્સનો, ચોમાશી પ્રતિક્રમણ વખતે વીશ
લોગસ્સનો અને સંવત્સરી પ્રતિક્રમણ વખતે ચાલીશ
લોગસ્સનો કાઉસ્સગ કરે છે.

લખ્ખણા ॥ પન્નતે તંજહા ॥ આણારૂઈ ॥ ॥ ૧ ॥ નિસગ્ગારૂઇ ॥ ૨ ॥ સુત્રરૂઇ ॥ ૩ ॥ ઉવએસરૂઈ ॥ ૪ ॥ ધમ્મસ્સણં ઝાણસ્સ ॥ ચત્તારિ આલંબણા ॥ પન્નત્તે તંજહા ॥ વાયણા ॥ ૧ ॥ પુચ્છણા ॥ ૨ ॥ પરિયટ્ટણા ॥ ૩ ॥ ધમ્મ કહા ॥ ૪ ॥ ધમ્મસ્સણં ઝઝાણસ્સ, ચત્તારી અણુપ્પેહા ॥ પન્નત્તે તંજહા ॥ એગચ્ચાણુપ્પેહા ॥ ૧ ॥ અણીચ્ચાણુપ્પેહા ॥૨॥ અસરણાણુપ્પેહા ॥ ૩ ॥ સંસારાણુપ્પેહા ॥૪॥

એ બોલ બોલસ દેવસીનું પ્રતિક્રમણ કરતાં કહેવા અને રાત્રિના પ્રતિક્રમણમાં એ સિવાય નીચેના બાર બોલ વધારે કહેવા.

અણસણ ॥ ૧ ॥ ઉણોદરી ॥ ૨ ॥ વિતીસંક્ષેપ ॥ ૩ ॥ રસપરિત્યાગ ॥ ૪ ॥ કાયાકલેસ ॥ ૫ ॥ ઇંદ્રિયપરિસંલિનતા ॥ ૬ ॥ પ્રાયશ્ચિત ॥ ૭ ॥ વિનય ॥ ૮ ॥ વૈયાવચ્ચ ॥ ૯ ॥ સં-

જ્ઝાય ॥ ૧૦ ॥ ધ્યાન ॥ ૧૧ ॥ વીઉસ્સગનામા કાઉસ્સગ્ગં ॥ ૧૨ ॥

એ રીતે કાઉસગ્ગ કરવો તે ન આવડતો હોવ તો બે લોગસ્સનો કાઉસગ્ગં કરવો ને નમોકાર એક ગણીને પારવો. પછી લોગસ્સનો પાઠ ભણી બે વાર ઈચ્છામિ ખમાસમણા કહેવાં.

## ઇતિ પાંચમો કાઉસગ્ગં આવશ્યક સમાપ્ત

---

પહેલે સામાયિક, બીજે ચઉવીસંથો, ત્રીજે વંદણા, ચોથે પ્રતિક્રમણ, પાંચમે કાઉસ્સગ્ગ, એ પાંચે આવશ્યક પુરા થયા. હવે છઠ્ઠે પચ્ચખાણ.

☛ અહીં ઉભા થઇ ગુરૂ સમીપે બે હાથ જોડી સવિનય વંદણા કરી છઠ્ઠા આવશ્યકની આજ્ઞા માગવી. ત્યાર પછી ગુરૂ મહારાજ! ચઉવિહારનાં પચ્ચખાણ કરાવશોજી એમ ભક્તિપૂર્વક કહેવું.

અને કદી ગુર્વાદિ ન હોય તો કોઈ વડેરા શ્રાવક પાસેથી અથવા તો પોતાની મેળે ચઉવિહારનાં પચ્ચખાણ કરવાં. ત્યાર પછી નીચે મુજબ પાઠ ભણવોઃ-

પહેલે સામાયિક, બીજે ચઉવીસંથ્થો, ત્રીજે વંદણા, ચોથે પ્રતિક્રમણ, પાંચમે કાઉસગ્ગ, છઠ્ઠે પચ્ચખાણ, એ છ આવશ્યક પુરા થયા; તેને વિષે ગાથા, પદ, અક્ષર, કાનો, માત્રા, મીંડું, હ્રસ્વ, દિર્ઘ, ઓછું અધીક, વિપરીત, ભણાયું. ગણાયું, ચિંતવાણું હોય તો, શ્રી કેવળી ભગવંતની સાખે મિચ્છામિ દુક્કડં.

મીથ્યાત્વનું પ્રતિક્રમણ, અવ્રતનું પ્રતિક્રમણ, પ્રમાદનું પ્રતિક્રમણ, કષાયનું પ્રતિક્રમણ, અશુભયોગનું પ્રતિક્રમણઃ એ પાંચે પ્રતિક્રમણ, દોષ ટાળી સમી રીતે પ્રતિક્રમ્યાં

ન હોય તો કેવળી ભગવંતની શાખે મિચ્છા-મિ દુક્કડં.

ગયા કાળનું પ્રતિક્રમણ, વર્તમાનકાળનું સામાયિક, આવતા કાળનાં પચ્ચખાણઃ એ ત્રણે કાળ સંબંધી કિંચિત્ માત્ર પાપ, દોષ લાગ્યો હોય તો અરિહંત, કેવળી, ભગવંતની શાખે મિચ્છામિ દુક્કડં. કરેમિ મંગળં થઇ થુય મંગળં. હવે અહિંયા ત્રણ વખત નમો-થ્થુણં સંપૂર્ણ બોલવું.

*** આ પાંચ આવશ્યકમાં જ્ઞાનાચાર, દર્શ-નાચાર, ચારિત્રાચાર, તપાચારઃ એ ચારની આલોચના કીધી તેથી પ્રતિક્રમણ પુરૂં થયું પરંતુ પાંચમો વીર્યાચાર હોવાથી તે સંબં-ધમાં આ છઠ્ઠા આવશ્કમાં પચ્ચખાણ કર-વાનાં છે.



## आवश्यक ६ ह्रो:



### पच्चक्खाण ( प्रत्याख्यान )

### પચ્ચખાણ પહેલું નોકારશીનું.

સુરઉગ્ગએ, નમોકાર સહિયં, પચ્ચખામિ, ચઉવિહં, પિઆહાર, અસણં, પાણં, ખાઈમં, સાઈમં, અન્નથણા ભોગેણં, સહસાગારેણું, અપ્પાણં વોસિરામિ ॥

---

### પચ્ચખાણ બીજું--પોહોરશીનું.

સુરઉગ્ગએ, પોરસિયં, પચ્ચખામિ–ચઉવિહં, પિઆહાર અસણં, પાણં, ખાઈમં, સાઈમં–અન્નથણા ભોગેણં--સહસાગારેણં-પછન્નકાલેણં-દિસામોહેણં-સાહુવયણેણં, સવ્વસમાહિવત્તીયા ગારેણં–અપ્પાણં વોસિરામિ.

---

## પચ્ચખાણુ ત્રીજું-મધ્યાનનું.

સુરઉગ્ગએ પુરિમઢં પચ્ચખામિ—ચઉવિહં, પિઆહારં, અસણું, પાણું, ખાઇમં, સાઇમં, અન્નથણા ભોગેણં, સહસાગારેણં, પછન્ન કાલેણં, દિસામોહેણં, સાહુવયણેણ, મહુત્તરાગારેણં, સવ્વ સમાહિવત્તિયા ગારેણં, અપ્પાણું વોસિરામિ.

---

## પચ્ચખાણુ ચોથું દુવિહારનું.

એકટાણા ઉપરાંત, દુવિહં, પિ આહારં, પચ્ચખામી, અસણં, ખાઇમં, અન્નથણા ભોગેણં, સહસાગારેણં, સાગારી અગારેણં, આઉટ્ટણ પસારેણં, ગુરૂ અભુઠાણેણં, પરિઠાવણિયા ગારેણં, મહુત્તરાગારેણં, સવ્વસમાહિવત્તિગારેણં, વોસિરામિ.

---

## પચ્ચખાણ પાંચમું આંબેલનું.

આયં બીલં વીહું પચ્ચખામિ, તિવિહં, ચઉવીહું, પીઆહારં, અસણું, પાણું, ખાઇમં, સાઇમં, અન્નથણા ભોગેણું, સહસાગારેણું, લેવાલેવેણું, ગીહુથસંસઠેણું, ઉખીતવીવેગેણું, પરીઠાવણીયાગારેણું, મહુત્તરગારેણું, સવસમાહિવતીય.ગારેણુ, વોસિરામિ.

---

## પચ્ચખાણ છઠું: ઉપવાસનું.

સુરઉગ્ગએ, અભત્તઠં પચ્ચખામિ, ચઉત્રિહં, પિઆહારં, અસણં, પાણું, ખાઇમં, સાઇમં, અન્નથણા ભોગેણું, સહસાગારેણું, વોસિરામિ.

---

## પચ્ચખાણ સાતમું: નિવિનું.

નિવિગઇયં વિહં પચ્ચખામિ, ચઉવિ-

હં, પિઆહાર, અસણું, પાણું, ખાઇમં, સાઇમં, [:અન્નથણાભોગેણં, સહસાગારેણં, લેવાલેવેણં, ગીહુથસંસઠેણું, ઉખીતવિવેગે-ણં, પડુચમખેણં, સવ્વ સમાહિવત્તીયાગા-રેણં, અપ્પાણું વોસિરામિ.

---

☞ પ્રતિક્રમણ કરીને ઉપર લખેલાં પચ્ચખાણ મધ્યેનું ગમે તે એક જાતિનું અથવા તો પોતાથી પળી શકે તેવું અન્ય જાતિનું એક પચ્ચખાણ જરૂર કરવું જોઇએ એમાં અંતર પડવા દેવો નહિ.

## ઇતિ શ્રી પ્રતિક્રમણ સૂત્ર સમાપ્ત



# વિવિધ વિષય.



શ્રાવકોને દરરોજ પાઠ કરવા—ધારવા લાયક વિષયોનો સમાવેશ આ પ્રકરણમાં કરવામાં આવ્યો છે.

પ્રથમ ' આનુપૂર્વી ' નાં ૨૦ કોષ્ટક આપ્યાં છે, જેમાં પંચ પરમેષ્ઠીનું સ્મરણ એકાગ્રતાથી થવા સારૂ નમોકાર મંત્રનાં પાંચ પદ આંકડાના રૂપમાં ગોઠવેલાં છે. તે શુદ્ધ વસ્ત્ર—શુદ્ધ જગોએ--શુદ્ધ ચિત્ત અને મૌનપણે પ્રાતઃકાળમાં વાંચવાનો નિયમ રાખવો.

# श्री आनुपूर्वी.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| ૨ | ૧ | ૩ | ૪ | ૫ |
| ૧ | ૩ | ૨ | ૪ | ૫ |
| ૩ | ૧ | ૨ | ૪ | ૫ |
| ૨ | ૩ | ૧ | ૪ | ૫ |
| ૩ | ૨ | ૧ | ૪ | ૫ |

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૪ | ૩ | ૫ |
| ૨ | ૧ | ૪ | ૩ | ૫ |
| ૧ | ૪ | ૨ | ૩ | ૫ |
| ૪ | ૧ | ૨ | ૩ | ૫ |
| ૨ | ૪ | ૧ | ૩ | ૫ |
| ૪ | ૨ | ૧ | ૩ | ૫ |

| ૧ | ૩ | ૪ | ૨ | ૫ |
|---|---|---|---|---|
| ૩ | ૧ | ૪ | ૨ | ૫ |
| ૧ | ૪ | ૩ | ૨ | ૫ |
| ૪ | ૧ | ૩ | ૨ | ૫ |
| ૩ | ૪ | ૧ | ૨ | ૫ |
| ૪ | ૩ | ૧ | ૨ | ૫ |

| ૨ | ૩ | ૪ | ૧ | ૫ |
|---|---|---|---|---|
| ૩ | ૨ | ૪ | ૧ | ૫ |
| ૨ | ૪ | ૩ | ૧ | ૫ |
| ૪ | ૨ | ૩ | ૧ | ૫ |
| ૩ | ૪ | ૨ | ૧ | ૫ |
| ૪ | ૩ | ૨ | ૧ | ૫ |

| ૧ | ૨ | ૩ | ૫ | ૪ |
|---|---|---|---|---|
| ૨ | ૧ | ૩ | ૫ | ૪ |
| ૧ | ૩ | ૨ | ૫ | ૪ |
| ૩ | ૧ | ૨ | ૫ | ૪ |
| ૨ | ૩ | ૧ | ૫ | ૪ |
| ૩ | ૨ | ૧ | ૫ | ૪ |

| ૧ | ૨ | ૫ | ૩ | ૪ |
|---|---|---|---|---|
| ૨ | ૧ | ૫ | ૩ | ૪ |
| ૧ | ૫ | ૨ | ૩ | ૪ |
| ૫ | ૧ | ૨ | ૩ | ૪ |
| ૨ | ૫ | ૧ | ૩ | ૪ |
| ૫ | ૨ | ૧ | ૩ | ૪ |

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૩ | ૫ | ૨ | ૪ |
| ૩ | ૧ | ૫ | ૨ | ૪ |
| ૧ | ૫ | ૩ | ૨ | ૪ |
| ૫ | ૧ | ૩ | ૨ | ૪ |
| ૩ | ૫ | ૧ | ૨ | ૪ |
| ૫ | ૩ | ૧ | ૨ | ૪ |

| | | | | |
|---|---|---|---|---|
| ૨ | ૩ | ૫ | ૧ | ૪ |
| ૩ | ૨ | ૫ | ૧ | ૪ |
| ૨ | ૫ | ૩ | ૧ | ૪ |
| ૫ | ૨ | ૩ | ૧ | ૪ |
| ૩ | ૫ | ૨ | ૧ | ૪ |
| ૫ | ૩ | ૨ | ૧ | ૪ |

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૪ | ૫ | ૩ |
| ૨ | ૧ | ૪ | ૫ | ૩ |
| ૧ | ૪ | ૨ | ૫ | ૩ |
| ૪ | ૧ | ૨ | ૫ | ૩ |
| ૨ | ૪ | ૧ | ૫ | ૩ |
| ૪ | ૨ | ૧ | ૫ | ૩ |

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૫ | ૪ | ૩ |
| ૨ | ૧ | ૫ | ૪ | ૩ |
| ૧ | ૫ | ૨ | ૪ | ૩ |
| ૫ | ૧ | ૨ | ૪ | ૩ |
| ૨ | ૫ | ૧ | ૪ | ૩ |
| ૫ | ૨ | ૧ | ૪ | ૩ |

| ૧ | ૪ | ૫ | ૨ | ૩ |
|---|---|---|---|---|
| ૪ | ૧ | ૫ | ૨ | ૩ |
| ૧ | ૫ | ૪ | ૨ | ૩ |
| ૫ | ૧ | ૪ | ૨ | ૩ |
| ૪ | ૫ | ૧ | ૨ | ૩ |
| ૫ | ૪ | ૧ | ૨ | ૩ |

| ૨ | ૪ | ૫ | ૧ | ૩ |
|---|---|---|---|---|
| ૪ | ૨ | ૫ | ૧ | ૩ |
| ૨ | ૫ | ૪ | ૧ | ૩ |
| ૫ | ૨ | ૪ | ૧ | ૩ |
| ૪ | ૫ | ૨ | ૧ | ૩ |
| ૫ | ૪ | ૨ | ૧ | ૩ |

| ૧ | ૩ | ૪ | ૫ | ૨ |
|---|---|---|---|---|
| ૩ | ૧ | ૪ | ૫ | ૨ |
| ૧ | ૪ | ૩ | ૫ | ૩ |
| ૪ | ૧ | ૩ | ૫ | ૨ |
| ૩ | ૪ | ૧ | ૫ | ૨ |
| ૪ | ૩ | ૧ | ૫ | ૨ |

| ૧ | ૩ | ૫ | ૪ | ૨ |
|---|---|---|---|---|
| ૩ | ૧ | ૫ | ૪ | ૨ |
| ૧ | ૫ | ૩ | ૪ | ૨ |
| ૫ | ૧ | ૩ | ૪ | ૨ |
| ૩ | ૫ | ૧ | ૪ | ૨ |
| ૫ | ૩ | ૧ | ૪ | ૨ |

| ૧ | ૪ | ૫ | ૩ | ૨ |
|---|---|---|---|---|
| ૪ | ૧ | ૫ | ૩ | ૨ |
| ૧ | ૫ | ૪ | ૩ | ૨ |
| ૫ | ૧ | ૪ | ૩ | ૨ |
| ૪ | ૫ | ૧ | ૩ | ૨ |
| ૫ | ૪ | ૧ | ૩ | ૨ |

| ૩ | ૪ | ૫ | ૧ | ૨ |
|---|---|---|---|---|
| ૪ | ૩ | ૫ | ૧ | ૨ |
| ૩ | ૫ | ૪ | ૧ | ૨ |
| ૫ | ૩ | ૪ | ૧ | ૨ |
| ૪ | ૫ | ૩ | ૧ | ૨ |
| ૫ | ૪ | ૩ | ૧ | ૨ |

| ૨ | ૩ | ૪ | ૫ | ૧ |
|---|---|---|---|---|
| ૩ | ૨ | ૪ | ૫ | ૧ |
| ૨ | ૪ | ૩ | ૫ | ૧ |
| ૪ | ૨ | ૩ | ૫ | ૧ |
| ૩ | ૪ | ૨ | ૫ | ૧ |
| ૪ | ૩ | ૨ | ૫ | ૧ |

| ૨ | ૩ | ૫ | ૪ | ૧ |
|---|---|---|---|---|
| ૩ | ૨ | ૫ | ૪ | ૧ |
| ૨ | ૫ | ૩ | ૪ | ૧ |
| ૫ | ૨ | ૩ | ૪ | ૧ |
| ૩ | ૫ | ૨ | ૪ | ૧ |
| ૫ | ૩ | ૨ | ૪ | ૧ |

| | | | | |
|---|---|---|---|---|
| ૨ | ૪ | ૫ | ૩ | ૧ |
| ૪ | ૨ | ૫ | ૩ | ૧ |
| ૨ | ૫ | ૪ | ૩ | ૧ |
| ૫ | ૨ | ૪ | ૩ | ૧ |
| ૪ | ૫ | ૨ | ૩ | ૧ |
| ૫ | ૪ | ૨ | ૩ | ૧ |

| | | | | |
|---|---|---|---|---|
| ૩ | ૪ | ૫ | ૨ | ૧ |
| ૪ | ૩ | ૫ | ૨ | ૧ |
| ૩ | ૫ | ૪ | ૨ | ૧ |
| ૫ | ૩ | ૪ | ૨ | ૧ |
| ૪ | ૫ | ૩ | ૨ | ૧ |
| ૫ | ૪ | ૩ | ૨ | ૧ |

*સમાપ્ત*

# श्री छंद संग्रह.

---

## શ્રી પાર્શ્વનાથ સ્વામીનો છંદ.

---

આપણ઼ુ ઘેર બેઠાં લીલ કરો, નિજપુત્ર કલત્રશું પ્રેમ ધરો ॥ તુમે દેશ દેશાંતર કાંઇ દોડો, નિત્ય પાર્શ્વ જપો શ્રી જિન રૂડો ॥ ૧ ॥ મનવંછિત સઘળાં કાજ સરે, શીર ઉપર છત્ર ચામર ધરે, કલમલ આગળ ચાલે ઘોડો ॥ નિત્ય. ॥ ૨ ॥ ભૂત પ્રેત પિશાચ વળી, ડાકણ઼ુ શાકણ઼ુ જાય ટળી ॥ છળછિદ્ર ન કોઇ લાગે જુડો ॥ નિત્ય૦ ॥ ૩ ॥ એકાંતરિયો તાવ સિળો દાહ, ઐાષધ વિણ઼ુ જાય ક્ષણ઼ુ માંહ ॥ નવિ દુઃખે માથું પગ ગુડો ॥ નિત્ય૦ ॥ ૪ ॥ કંઠ-

માળા ગડગુંમડ સબળા, તસ ઉદર રોગ ટળે સઘળા ॥ પીડા ન કરે ફિન ગળ ફોડા ॥ નિત્ય૦ ॥ ૫ ॥ જગન તીર્થંકર પાસ બહુ, એમ જાણે સઘળો જગત સહુ તતક્ષણ અશુભ કર્મ તોડા ॥ નિત્ય૦ ॥૬॥ પાર્શ્વ વણારશિપુરી નગરી, તિહાં ઉદયો જિનવર ઉદય કરી ॥ સમય સુંદર કહે કર જોડા ॥ નિત્ય૦ ॥ ૭ ॥

## શ્રી મહાવીર સ્વામીનો છંદ.

શ્રી સિદ્ધારથ કુળ શણગાર, ત્રિશલા દેવી સુત જગ આધાર ॥ શોભે સુંદર સોવન વાન, શરણ તમારૂં શ્રી વર્દ્ધમાન ॥ ૧ ॥ તુમ નામે લહિયે સંપદા, તુમ નામે મનવંછીત સુદા ॥ તુમ નામે લહીયે

સનમાન, ॥ શરણુ૦ ॥ ૨ ॥ દુર્જન દુઃખ વૈરી વીકરાળ, તુમ નામે નાસે તતકાળ ॥ તુમ નામે દિન દિન કલ્યાણુ, શરણુ૦ ॥ ॥ ૩ ॥ તુમ નામે નાવે આપદા, ભૂત પ્રેત વ્યંતર નહી કદા ॥ રોગ શોક ચિંતા નવી જાણુ, શરણુ૦ ॥ ૪ ॥ ગ્રહાદીક પીડા નવી કરે, નામ તમારૂં જે અનુસરે ॥ ધર્મસીંહ મુનિ ભાવ પ્રધાન, શરણુ૦ ॥ ૫ ॥

## શ્રી ગૌતમ સ્વામીનો છંદ.

વીર જિનેશ્વર કેરો શિષ્ય, ગૌતમ નામ જપો દિનનીશ ॥ જો કીજે ગૌતમનું ધ્યાન, તો ઘર વિલશે નવે નિધાન ॥ ૧ ॥ ગૌતમ નામે સુખ ઉપજે, મનવંછિત હેલાં સંપજે ॥

ગૌતમ નામે નાવે રોગ, ગૌતમ નામે સર્વ સંજોગ ॥ ૨ ॥ જે વૈરી વિરૂઆ વંકડા, તસ નામે નાવે ઢુંકડા ॥ ભૂત પ્રેત નવિ મંડે પ્રાણ, તે ગૌતમનાં કરૂં વખાણ ॥ ૩ ॥ ગૌતમ નામે નિર્મળ કાય, ગૌતમ નામે વાધે આય ॥ ગૌતમ જિનશાશન શણગાર, ગૌતમ નામે જય જયકાર ॥ ૪ ॥ શાળ દાળ સુરસ ઘૃત ગોળ, મનવંછિત કાપડ તંબોળ ॥ ઘરસુ ઘરણી નિર્મળ ચિત્ત; ગૌતમ નામે પુત્ર વિનીત ॥ ૫ ॥ ગૌતમ ઉદ્યો અવિચળ ભાણ, ગૌતમ નામ જપો જગ જાણ ॥ મ્હોટાં મંદિર મેરૂ સમાન, ગૌતમ નામે સફળ વિહાણ ॥ ૬ ॥ ઘર મયંગળ ઘોડાની જોડ, વારૂ વંછિત પહોંચે કોડ ॥ મહીતલ માને મ્હોટા રાય, જો સેવે ગૌતમના પાય ॥ ૭ ॥ ગૌતમ પ્રણમ્યાં પાતિક

ટળે, ઉત્તમ નરની સંગત મળે ॥ ગૌતમ નામે નિર્મળ જ્ઞાન, ગૌતમ નામે વાધે વાન ॥ ૮ ॥ પુણ્યવંત અવધારો સહુ, ગુરૂ ગૌતમના ગુણ છે બહુ ॥ કહે લાવણ્ય સમય કરજોડ, ગૌતમ તુઠે સંપત્તિ કોડ ॥ ૯ ॥

## ચોવીશ તીર્થંકરનો છંદ.

### ચોપાઇ.

શ્રી નેમીશ્વર સંભવ સ્યામ, સુબુદ્ધિ ધર્મ શાંતિ અભિરામ ॥ અનંત સુવ્રત નમિનાથ સુજાણ, શ્રી જિનવર મુજ કરો કલ્યાણ ॥૧॥ અજીતનાથ ચંદ્ર પ્રભુ ધીર, આદીશ્વર સુપાર્શ્વ ગંભીર ॥ વિમળનાથ વિમળ જશ જાણ ॥ શ્રી૦ ॥ ૨ ॥ મલીનાથ જિન મંગળરૂપ, પચવિશ ધનુષ્ય સુંદર સ્વરૂપ; શ્રી અરનાથ

નમું વૃધમાન ॥ શ્રી૦ ॥ ૩ ॥ સુમતિ પદ્મ પ્રભુ અવતંસ, વાસુપૂજ્ય શીતળ શ્રેયાંશ ॥ કુંથું પાર્શ્વ અભિનંદન ભાણુ ॥ શ્રી૦ ॥૪॥ એણીપેરે શ્રી જિનવર સંભારિએ, દુઃખ દારિદ્ર વિઘ્ન નિવારિએ ॥ પચવિશે પાંસઠ પ્રમાણ. ॥ શ્રી૦ ॥ ૫ ॥ એમ ભણતાં દુઃખ નાવે કદા, જો નીજ પાસે રાખે સદા ॥ ધરીએ પંચ તણું મન ધ્યાન ॥ શ્રી૦ ॥૬॥ શ્રી જિનવર નામે વંછિત મળે, મન વંછિત સરવે આશા ફળે ॥ ધર્મસંઘ મુનિ નામ નિધાન ॥ શ્રી૦ ॥ ૭ ॥

---

## શ્રી શાંતિનાથનો છંદ.

---

શારદા માય નમું શિર નામી, હું ગુણ ગાઉં ત્રિભુવન કે સ્વામી ॥ શાંતિ શાંતિ જપે

સગ કોઇ, તે ઘેર શાંતિ સદા સુખ હોઇ ॥ ૧ ॥ શાંતિ જપીને કીજે કામ, સોહી કામ હોવે અભિરામ ॥ શાંતિ જપી પરદેશ સધાવે, તે કુશળે કમળા લેઇ આવે ॥ ૨ ॥ ગર્ભ થકી પ્રભુ મારિ નિવારી, શાંતિજી નામ દિયો હિતકારી ॥ જે નર શાંતિ તણા ગુણ ગાવે, ઋદ્ધિ અચિંતી તે નર પાવે ॥ ૩ ॥ જે નરકું પ્રભુ શાંતિ સહાઇ, તે નરકું કયા આરતી ભાઈ ॥ જો કછુ વંછિત સોહી પુરે, દુઃખ દારિદ્ર મિથ્યા મતિ ચુરે ॥ ૪ ॥ અલખ નિરંજન જયોત પ્રકાશી, ઘટ ઘટ અંતર કે પ્રભુ વાસી ॥ સ્વામી સ્વરૂપ કહ્યું નવિ જાય, કહેતાં મુજ મન અચરજ થાય ॥ ૫ ॥ ડાર દીયા સબહી હથિયારા, જીત્યા મોહ તણા દળ સારા ॥ નારી તજી શિવશું રંગ રાચો, રાજ તજયો પણ સાહિબ સાચો ॥ ૬ ॥ મહા બ-

ળવંત કહીજે દેવા, કાયર કુંથું એક હણેવા॥ ઋદ્ધિ સબળ પ્રભુ પાસ લહીજે, ભિક્ષા આ-હારી નામ કહીજે ॥ ૭ ॥ નિંદક પુજકકું સમ ભાયક, પણ સેવકકુ હે સુખ દાયક ॥ તજી પરિગ્રહ હુવા જગનાયક, નામ અતિશિ સર્વ સિદ્ધિ લાયક ॥ ૮ ॥ શત્રુ મિત્ર સમ ચિત્ત ગણીજે ॥ નામ દેવ અરિહંત ભણીજે ॥ સકળ જીવ હિતવંત કહીજે, સેવક જાણી મહાપદ દીજે ॥ ૯ ॥ સાયર જેસા હોત ગંભિરા, દુષણ એક ન માંહે શરીરા; મેરૂ અ-ચળ જિમ અંતરજામી, પણ ન રહે પ્રભુ એકણુ ઠામી ॥ ૧૦ ॥ લોક કહે જિનજી સબ દેખે, પણ સુપનાંતર કબહુ ન પેખે ॥ રીસ વિના બાવીશ પરીસા, સૈન્યા જીતી તે જગ-દીશા ॥ ૧૧ ॥ માન વિના જગ આણ મનાઇ, માયા વિના શિવશું લય લાઈ॥ લોભ વિના

ગુણ રાશિ ગ્રહીજે, ભિક્ષુ ભાવે ત્રિગડો :સે-
વિજે ॥ ૧૨ ॥ નિર્ગ્રંથપણે શિર છત્ર ધરાવે,
નામ યતિ પણ ચમર ઢળાવે ॥ અભયદાન
દાતા સુખ કારણ, આગળ ચક્ર ચાલે અરિ-
વિદારણ ॥ ૧૩ ॥ શ્રી જિનરાજ દયાળ ભણી-
જે, કર્મ સર્વેકો :મુળ ખણીજે ॥ ચઉવિહ
સંઘ તીરથ થાપે, લચ્છી ઘણી દેખે નવિ
આપે ॥ ૧૪ ॥ વિનયવંત ભગવંત કહાવે,
નાંહિ કીસીકું શિશ નમાવે ॥ અકંચનકો
બીરૂદ ધરાવે, પણ સોવન પદ-પંકજ ઠાવે
॥ ૧૫ ॥ રાગ નહિ પણ સેવક તારે, દ્વેષ
નહી નિગુણા સંગ વારે ॥ તજી આરંભ નિજ
આતમ ધ્યાવે, શિવ રમણીકો સાથ ચલાવે
॥ ૧૬ ॥ તેરો મહિમા અદભુત કહીએ, તેરા
ગુણકો પાર ન લહિએ ॥ તું પ્રભુ સમરથ

સાહેબ મેરો, હું મન મોહન સેવક તેરો ॥ ૧૭ ॥ તું રે ત્રિલોક તણો પ્રતિપાળ, હું રે અનાથ ને તું રે દયાળ ॥ તું શરણાગત રાખણુ ધીરા, તું પ્રભુ તારક છે વડ વીરા ॥૧૮॥ તુહિ સમો વડ ભાગજ પાયો, તો મેરો કાજ ચડયોરે સવાયો ॥ કરજોડી પ્રભુ વીનવું તમશું, કરો કૃપા જિનવરજી અમશું ॥ ૧૯ ॥ જનમ મરણુના ભય નિવારો, ભવ સાગરથી પાર ઉતારો ॥ શ્રી હસ્થિણાપુર મંડણુ સોહે, ત્યાં શ્રી શાંતિ સદા મન મોહે ॥ ૨૦ ॥ પદ્મ સાગર ગુરૂરાય પસાયા, શ્રી ગુણુ સાગર કહે મન ભાયા ॥ જે નર નારી એક ચિત્તે ગાવે, તે મનવાંછિત નિશ્ચે પાવે ॥ ૨૧ ॥

---

# શ્રી સોળ સતીઓનો છંદ.

આદિનાથ આદિ જિનવર વાંદી, સફળ મનોરથ કીજિએ એ ॥ પ્રભાતે ઊઠી મંગળિક કામે; સોળ સતિનાં નામ લીજીએ એ ॥ ૧ ॥ બાળ કુમારી જગહિતકારી, બ્રાહ્મી ભરતની બેનડી એ ॥ ઘટ ઘટ વ્યાપક અક્ષર રૂપે, સોળ સતિમાં જે વડી એ ॥૨॥ બાહુબળ ભગિની સતીય શિરોમણી, સુંદરી નામે ઋષભ સુતા એ ॥ અંક સ્વરૂપી ત્રિભુવન માંહે, જેહ અનૂપમ ગુણ જુતા એ ॥ ૩ ॥ ચંદનબાળા બાળપણેથી, શીળવંતી શુદ્ધ શ્રાવિકા એ ॥ અડદના બાકુળા વીર પ્રતિ લાભ્યા, કેવળ લહી વ્રત ભાવિકા એ ॥ ૪ ॥ ઉગ્રસેન ધુયા ધારિણી નંદની, રાજેમતી નેમ વલ્લભા એ ॥ યોવન વેશે કામને

જીત્યો, સંજમ લેઇ દેવ દુલ્લભા એ ॥ ૫ ॥ પંચ ભરતારી પાંડવ નારી, દ્રુપદ તનયા વખાણુએ એ ॥ એકસો ને આઠે ચીર પુરાણું, શીયળ મહિમા તસ જાણીયે એ ॥૬॥ દશરથ નૃપની નારી નિરૂપમ, કૌશલ્યા કુળ ચંદ્રિકા એ ॥ શીયળ સલૂણી રામ જનેતા, પુણ્ય તણી પ્રનાળીકા એ ॥ ૭ ॥ કૌસંબિક ઠામે સંતાનિક નામે, રાજય કરે રંગ રાજીયો એ ॥ તસ ઘર ઘરણી મૃગાવતી સતી, સુર ભુવને જશ ગાજીયો એ ॥ ૮ ॥ સુળસા સાચી શીયળે ન કાચી, રાચી નહી વિષયારસ એ ॥ મુખડું જોતાં પાપ પલાએ, નામ લેતાં મન ઉલ્લસા એ ॥ ૯ ॥ રામ રઘુવંશી તેહની કામિની, જનકસુતા સીતા સતી એ ॥ જગ સહુ જાણે ધીજ કરંતાં, અનળ શીતળ થયો શીયળથી

એ ॥ ૧૦ ॥ સુરનર વંદિત શીયળ અખં-
ડિત, શીવા શીવપદ ગામિની એ ॥ જેહને
નામે નિર્મળ થઇએ, બલીહારી તસ નામની
એ ॥ ૧૧ ॥ કાચે તાંતણે ચાળણી બાંધી,
કુપ થકી જળ કાઢીયું એ ॥ કલંક ઉતારવા
સતીય સુભદ્રા, ચંપા બાર ઉઘાડીયું એ
॥ ૧૨ ॥ હસ્તીનાગપુરે પાંડુ રાયની, કુંતા
નામે કામીની એ ॥ પાંડવ માતા દસે દસા-
રની, બ્હેની પતીવ્રતા પદ્મનીએ ॥ ૧૩ ॥
શીળવતી નામે શીળવ્રત ધારિણી, ત્રીવિધે
તેહને વંદીયે એ ॥ નામ જપંતાં પાતિક
જાએ, દર્શને દુરીત નીકંદીયે એ ॥ ૧૪ ॥
નૈષધ નગરી નળ નરેંદ્રની, દમયંતી તસ
ગેહીની એ ॥ સંકટ પડતાં શીયળજ રાખ્યું,
ત્રીભુવન કીર્તિ જેહની એ ॥ ૧૫ ॥ અનંગ
અજીતા જગજન પુજીતા, પુષ્ફચુળા ને પ્રભા-

વતી એ ॥ વીશ્વ વીખ્યાતા કામને દમતા, સોળમી સતી પદ્દમાવતી એ ॥ ૧૬ ॥ વીરે ભાખી શાસ્ત્ર સાખી, ઉદય રતન ભાખે મુદા એ ॥ વ્હાણું વાતાં જે નર ભણશે, તે લેશે સુખ સંપદા એ ॥ ૧૭ ॥

---

# साधवंदणा ( साधुवंदन ).

---

નમું અનંત ચોવીશી, ઋષભાદિક મહાવીર; આર્ય ક્ષેત્રમાં, ઘાલી ધર્મની શીર. ॥ ૧ ॥ મહા અતુલ્યબળિ નર, શુરવીર ને ધીર; તીરથ પ્રવર્તાવી, પહોંચ્યા ભવજળ તીર. ॥૨॥ શ્રી સીમંધર પ્રમુખ, જઘન્ય તીર્થંકર વીશ; છે અઢીદ્વીપમાં, જયવંતા જગદીશ. ॥ ૩ ॥ એકસો ને સિત્તેર, ઉત્કૃષ્ટ પદે

જગીશ; ધન્ય મોટા પ્રભુજી, જેને નમાવું શીશ. ॥ ૪ ॥ કેવળી હોય કોડિ, ઉત્કૃષ્ટા નવ કોડિ; મુનિ દો સહસ કોડિ, ઉત્કૃષ્ટા નવ સહસ કોડિ. ॥ ૫ ॥ વિચરે વિદેહે, મ્હોટા તપસી ઘોર; ભાવે કરિ વંદું, ટાળે ભવની ખોડ. ॥ ૬ ॥ ચોવીશે જિનના, સઘળા એ ગણધાર; ચૌદસેં ને બાવન, તે પ્રણમું સુખકાર ॥ ૭ ॥ જિનશાશન નાયક, ધન્ય શ્રી વીર જિણંદ; ગૌતમાદિક ગણધરે, વર્ત્તાવ્યો આણંદ ॥ ૮ ॥ શ્રી ઋષભદેવના, ભરતાદિક સો પૂત્ર; વૈરાગ્ય મન આણી, સંયમ લિયો અદ્‌ભૂત ॥ ૯ ॥ કેવળ ઉપરાજ્યું, કરી કરણી કરતૂત; જિનમત દીપાવી, સઘળા મોક્ષ પહુંત ॥ ૧૦ ॥ શ્રી ભરતેશ્વરના, હુઆ પટોધર આઠ; આદિત્ય જશાદિક, પહોંચ્યા શિવપુર વાટ. ॥ ૧૧ ॥ શ્રી જિન અંતરના, હુવા

પાટ અસંખ્ય; મુનિ મુગતે પહોંચ્યા, ટાળિ કર્મનો વંક ॥ ૧૨ ॥ ધન્ય કપિલ મુનિવર, નમિ નમું અણગાર; જેણે તત્ક્ષણ ત્યાગ્યો, સહસ :રમણિ પરિવાર. ॥ ૧૩ ॥ મુનિવર હર કેશી, ચિત્ત મુનીશ્વર સાર; શુદ્ધ સંયમ પાળી, પામ્યા ભવનો :પાર. ॥ ૧૪ ॥ વળિ ઇષુકાર રાજા, ઘેર કમળાવતિ નાર; ભગૂ ને જશા, તેહના દોય કુમાર. ॥ ૧૫ ॥ ઋદ્ધિ છએ છાંડીને, લીધો સંયમ ભાર; ઇણ અલ્પ-કાળમાં, પામ્યા મોક્ષ દુવાર. ॥ ૧૬ ॥ વળિ સંયતિ રાજા, હરણ આહિડે જાય; મુનિવર ગદ્દભાળી, આણ્યો મારગ ઠાય. ॥ ૧૭ ॥ ચારિત્ર લેઈને, ભેટયા ગુરૂના પાય; ક્ષત્રિરાજ ઋષીશ્વર, ચર્ચા કરી ચિત્ત લાય. ॥ ૧૮ ॥ વળિ દશ ચક્રવર્તી, રાજ્ય રમણિ ઋદ્ધિ છોડ, દશે મુગતે પહોંચ્યા, કુળને શોભા ચોડ.

॥ ૧૯ ॥ ઇણ અવસાર્પણીમાં, આઠ રામ ગયા મોક્ષ. બળભદ્ર મુનીશ્વર, ગયા પંચમ દેવલોક. ॥ ૨૦ ॥ દશાર્ણભદ્ર રાજા, વીર વાંદ્યા ધરિમાન; પછી ઇંદ્ર હઠાયો, દિયો છકાય અભેદાન. ॥ ૨૧ ॥ કરકંડુ પ્રમુખ, ચારે પ્રત્યેકબુદ્ધ; મુનિ મુગતે પહોંચ્યા, જીત્યા કર્મ મહા જોદ્ધ. ॥ ૨૨ ॥ ધન્ય મ્હોટા મુનિવર, મૃગાપુત્ર જગીશ; મુનિવર અનાથી, જીત્યા રાગ ને રીશ. ॥ ૨૩ ॥ વળિ સમુદ્રપાળ મુનિ, રાજીમતિ રહનેમ; કેશી ને ગૌતમ, પામ્યા સિવપુર ક્ષેમ ॥૨૪॥ ધન્ય વિજયઘોષમુનિ, જયઘોષ વળિ જાણ; શ્રી ગર્ગાચારજ, પહોંચ્યા છે નિરવાણ ॥૨૫॥ શ્રી ઉત્તરાધ્યયનમાં, જિનવરે કર્યાં વખાણ; શુદ્ધ મનથી ધ્યાવો, મનમાં ધીરજ આણ. ॥ ૨૬ ॥ વળી ખંધક સંન્યાસી, રાખ્યો

ગૌતમ સ્નેહ; મહાવીર સમીપે, પંચ મહા-
વ્રત લેહ. ॥ ૨૭ ॥ તપ કઠણ કરીને, ઝોંસી
આપણી દેહ; ગયા અચ્યુય દેવલોકે, ચ્યવિ
લેશે ભવ છેહ. ॥ ૨૮ ॥ વળિ ઋષભદત્ત મુનિ,
શેઠ સુદર્શન સાર; શિવરાજ ઋષીશ્વર, ધન્ય
ગાંગેય અણુગાર ॥ ૨૯ ॥ શુદ્ધ સંયમ પાળી,
પામ્યા કેવળ સાર; એ ચારે મુનિવર, પહોં-
ચ્યા મોક્ષ મોઝાર. ॥ ૩૦ ॥ ભગવંતની માતા,
ધન્ય સતિ દેવાનંદા, વળિ સતી જયંતિ, છોડ
દિયા ઘર ફંદા ॥ ૩૧ ॥ સતિ મુગતે પહોં-
ચ્યાં, વળિ તે વીરની નંદા; મહાસતી સુદ-
ર્શના, ઘણી સતીયોના વૃંદા ॥ ૩૨ ॥ વળી
કાર્ત્તિક શેઠે, પડિમા વહી શુર વીર; જમ્યા
મહોરા ઉપર, તાપસ બળતી ખીર. ॥ ૩૩ ॥
પછી ચારિત્ર લીધું, મંત્રી સહસ્ર આઠ મીર;
મરી હુવા શક્રેન્દ્ર, ચ્યવિ લેશે ભવ તીર.

॥ ૩૪ ॥ વળી રાય ઉદાઈ, દીયો ભાણેજને રાજ; પછી ચારીત્ર લેઈને, સાર્યાં આતમ કાજઃ ॥ ૩૫ ॥ ગંગદત્ત મુનિ આણંદ, તરણ તારણ જહાજ; કુશળ મુનિ રૂહો, દીયો ઘણા ને સાજ ॥ ૩૬ ॥ ધ ય સુનક્ષત્ર મુનિવર, સર્વાનુમુનિ અણગાર; આરાધીક હુઈને, ગયા દેવલોક મોઝાર. ॥ ૩૭ ॥ ચ્યવિ મુગતે જાશે; સિંહ મુનીશ્વર સાર; બીજા પણ મુનિવર, ભગવતીમાં અધીકાર. ॥ ૩૮ ॥ શ્રેણીકનો બેટો, મ્હોટો મુનિવર મેઘ; તજી આઠ અંતે ઉરી, આણ્યો મન સંવેગ. ॥ ૩૯ ॥ વીરપેં વ્રત લેઇને, બાંધી તપની તેગ; ગયા વિજય વિમાને, ચ્યવિ લેશે શિવ વેગ. ॥ ૪૦ ॥ ધન્ય થાવચ્ચા પુત્ર, તજી બત્રીશે નાર; જેની સાથે નીકળ્યા, પુરૂષ એક હજાર. ॥ ૪૧ ॥ સુકદેવ સંન્યાસી, એક સહસ શિષ્ય લાર; પંચશ-

યશું શેલક, લીધો સંયમ ભાર. ॥ ૪૨ ॥સર્વ સહસ અઢાઇ, ઘણા જીવોને તાર; પુંડરગીરી પર કિયો, પાદોપગમન સંથાર. ॥ ૪૩ ॥ આરાધીક હુઇને, કીધો ખેવો પાર; હુવા મોટા મુનિવર, નામ લીયાં નીસ્તાર ॥ ૪૪ ॥ ધન્ય જિનપાળ મુનિવર, દોય ધનાવા સાધ; ગયા પ્રથમ દેવલોકે, મોક્ષ જશે આરાધ. ॥ ૪૫ ॥ મલ્લિનાથના છમિત્ર, મહાબળપ્રમુખ મુનિરાય; સહુ મુગતે સધાવ્યા, મોટી પદવી પાય. ॥ ૪૬ ॥ વળી જિતશત્રુ રાજા, સુબુદ્ધિ નામે પ્રધાન; પોતે ચારિત્ર લેઇને, પામ્યા મોક્ષ નિધાન. ॥ ૪૭ ॥ ધન્ય તેતળી મુનિવર, દીયો છકાય અભેદાન; પોટીલા પ્રતિબોધ્યા, પામ્યા કેવળજ્ઞાન. ॥ ૪૮ ॥ ધન્ય પાંચે પાંડવ, તજી દ્રૌપદી નાર; સ્થિવરની પાસે, લીધો સંયમ ભાર ॥ ૪૯ ॥ શ્રી નેમી વંદનનો, એ-

વો અભિગ્રહ કીધ; માસ માસખમણુ તપ, શત્રુંજય જઇ સિદ્ધ ॥ ૫૦ ॥ ધર્મઘોષતણા શિષ્ય, ધર્મરૂચિ અણુગાર; કીડીયોની કરૂણા, આણી દયા અપાર. ॥ ૫૧ ॥ કડવા તુંબાનો, કીધો સઘળો આહાર; સર્વાર્થ સિદ્ધે પહોંચ્યા, ચ્યવિ લેશે ભવ પાર ॥ ૫૨ ॥ વળી પુંડરીક રાજા, કુંડરીક ડગીયો જાણુ; પોતે ચારિત્ર લેઇને, ન ઘાલી ધર્મમાં હાણુ. ॥ ૫૩ ॥ સર્વાર્થસિધ્ધે પહોંચ્યા, ચ્યવિ લેશે નિરવાણુ; શ્રી જ્ઞાતાસૂત્રમાં, જિનવરે કર્યાં વખાણુ ॥ ૫૪ ॥ ગૌતમાદિક કુંવર, સગા અઢારે ભ્રાત; સર્વ અંધક વિષ્નુના સુત, ધારણી જેની માત ॥ ૫૫ ॥ તજી આઠ અંતેઉરી, કરી દીક્ષાની વાત; ચારિત્ર લેઇને, કીધો મુક્તિનો સાથ ॥ ૫૬ ॥ શ્રી અણિકસેનાદિક, છયે સહોદર ભ્રાત; વસુદેવના નંદન,

દેવકી જેની માત ॥ ૫૭ ॥ ભદ્દિલપુર નગરી, નાગ ગાહાવઇ જાણુ; સુળસા ઘેર વધિયા, સાંભળી નેમિની વાણુ ॥ ૫૮ ॥ તજી બત્રીસ અંતેઉરી, નીકળિયા છટકાય; નળ કુબેર સરીખા, ભેટયા નેમિના પાય ॥ ૫૯ ॥ કરી છઠ છઠ પારણાં, મનમાં વૈરાગ્ય લાય; એક માસ સંથારે, મુગતી બિરાજ્યા જાય. ॥ ॥ ૬૦ ॥ વળી દારૂક સારણ, સુમુખ દુમુખ મુનિરાય; વળી કુમર અનાદૃષ્ટિ, ગયા મુગતિ ગઢમાંય ॥ ૬૧ ॥ વસુદેવના નંદન, ધન્ય ધન્ય ગજસુકુમાળ; રૂપે અતિ સુંદર, કળાવંત વય બાળ ॥ ૬૨ ॥ શ્રી નેમી સમીપે, છોડયો મોહ જંજાળ; ભિક્ષુની પડિમા, ગયા મસાણ મહાકાળ ॥ ૬૩ ॥ દેખી સોમીલ કોપ્યો, મસ્તકે બાંધી પાળ; ખેરતણા ખીરા, શિર ઠવિયા અસરાળ ॥ ૬૪ ॥ મુનિ નજર

ન ખંડી, મેટી મનની જાળ; પરીસહ સહીને, મુગતિ ગયા તતકાળ ॥ ૬૫ ॥ ધન્ય જાળી મયાળી, ઉવયાલાદિક સાધ; સાંબ પ્રદ્યુમન; અનિરૂઢ સાધુ અગાધ ॥ ૬૬ ॥ વળી સચ્ચ નેમી દ્દઢનેમિ, કરણી કીધી વાદ; દશે મુગતે પહોંચ્યા, જિનવર વચન આરાધ ॥ ૬૭ ॥ ધન્ય અર્જુનમાળી, કિધો કદાગ્રહ દૂર; વીરપેં વ્રત લેઇને, સત્યવાદી હુવા શુર ॥ ૬૮ ॥ કરી છઠ છઠ પારણાં, ક્ષમા કરી ભરપૂર, છ માસની માંહી, કર્મ કિધાં ચકચુર ॥ ૬૯ ॥ કુંવર આઇમુત્તે, દીઠા ગૌતમસ્વામ; સુણી વીરની વાણી, કીધો ઉત્તમ કામ ॥ ૭૦ ॥ ચારિત્ર લેઇને, પહોંચ્યા શિવપુર ઠામ; ધુર આદી મુકાઈ, અંત અલક્ષ મુનિ નામ ॥૭૧॥ વળી કૃષ્ણરાયની, અગ્રમહીષી આઠ; પુત્ર વહુ દોયે, સંચ્યા પુણ્યના ઠાઠ ॥ ૭૨ ॥ જાદવકુળ

સતિયાં, ટાળ્યો દુઃખ ઉચાટ; પહોંચ્યાં શિવ-
પુરમેં, એ છે સૂત્રનો પાઠ ॥ ૭૩ ॥ શ્રેણીકની
રાણી, કાળીઆદિક દશ જાણ; દશે પુત્ર વિયોગે,
સાંભળી વીરની વાણ ॥ ૭૪ ॥ ચંદનબાળાપેં,
સંયમ લેઇ હુવાં જાણ; તપ કરી દેહ ઝોંશી,
પહોચ્યાં છે નિરવાણ. ॥ ૭૫ ॥ નંદાદિક તેરે,
શ્રેણિક નૃપની નાર;સઘળી ચંદનબાળાપેં, લીધો
સંયમ ભાર ॥ ૭૬ ॥ એક માસ સંથારે, પ-
હોંચ્યાં મુક્તિ મોઝાર; એ નેવું જણાંનો, અં-
તગઢમાં અધિકાર. ॥ ૭૭ ॥ શ્રણિકના બેટા;
જાળિયાદિક તેવીશ; વીરપેં વ્રત લેઇને,પાળ્યો
વિશ્વાવીશ. ॥ ૭૮ ॥ તપ કઠણ કરીને, પૂરી
મન જગીશ; દેવલોકે પહોંચ્યા, મોક્ષ માંહી
થશે ઇશ ॥ ૭૯ ॥ કાકંદિનો ધન્નો, તજી
બત્રીસે નાર; મહાવીર સમીપે, લીધો સંયમ
ભાર ॥ ૮૦ ॥ કરિ છઠ છઠ પારણાં, આયં-

બિલ ઉચ્છિષ્ઠ આહાર; શ્રી વીરે વખાણ્યા, ધન્ય ધન્નો અણુગાર. ॥ ૮૧ ॥ એક માસ સંથારે, સર્વાર્થસિદ્ધ પહુંત; મહાવિદેહ ક્ષેત્રમાં, કરશે ભવનો અંત ॥ ૮૨ ॥ ધન્નાની રીતે, હુવા નવે સંત; શ્રી અનુતરોવવાઈમાં, ભાખી ગયા ભગવંત ॥ ૮૩॥ સુબાહુ પ્રમુખ, પાંચ પાંચશેં નાર; તજી વીરપેં લીધાં, પંચ મહા વ્રત સાર. ॥ ૮૪ ॥ ચારિત્ર લેઇને, પાળ્યાં નિરતિચાર; દેવલોકે પહોંચ્યા, સુખવિપાકે અધિકાર. ॥ ૮૫ ॥ શ્રેણિકના પૌત્રા, પૌમાદિક હુવા દશ; વીરપેં વ્રત લઇને, કાઢયો દેહનો કસ. ॥ ૮૬ ॥ સંયમ આરાધી, દેવલોકમાં જઈ વશ; મહાવિદેહ ક્ષેત્રમાં, મોક્ષ જાશે લેઇ જશ. ॥ ૮૭ ॥ બળભદ્રના નંદન, નિષધાદિક હુવા બાર; તજી પચાસ અંતેઉરિ, ત્યાગ દિયો સંસાર ॥ ૮૮ ॥ સ નેમિ સ-

મીપે, ચાર મહા વ્રત લીધ; સર્વાર્થસિદ્ધે પ-
હોંચ્યા, હોશે વિદેહે સિદ્ધ. ॥ ૮૯ ॥ ધન્નો ને
શાળિભદ્ર, મુનીશ્વરોની જોડ; નારીનાં બંધન,
તતક્ષણ નાખ્યાં ત્રોડ ॥ ૯૦ ॥ ઘર કુટુંબ
કબીલો, ધન કંચનની કોડ; માસ માસખમણ
તપ, ટાળશે ભવની ખોડ. ॥૯૧॥શ્રી સુધર્મ-
સ્વામીના શિષ્ય, ધન્ય ધન્ય જંબૂસ્વામ; તજી
આઠ અંતે ઉરી, માત પિતા ધન્યધામ.॥૯૨॥
પ્રભવાદિક તારી, પહોંચ્યા શિવપુર ઠામ, સુત્ર
પ્રવર્ત્તાવી, જગમાં રાખ્યું નામ ॥૯૩॥ ધન્યધન્ય
ઢંઢણ મુનિવર, કૃષ્ણરાયના નંદ; શુદ્ધ અભિ-
ગ્રહ પાળી, ટાળિ દિયો ભવ ફંદ. ॥ ૯૪ ॥
વળિ ખંધક ઋષિની, દેહ ઉતારી ખાલ; પરિ-
સહ સહીને, ભવ ફેરા દિયા ટાળ. ॥ ૯૫ ॥
વળિ ખંધક ઋષિના, હુવા પાંચશેં શિષ્ય;
ઘાણીમાં પીલ્યા, મુગતિ ગયા તજી રીશ.

॥ ૯૬ ॥ સંભૂતિવિજય શિષ્ય, ભદ્રબાહુ મુનિ રાય; ચૌદ પૂરવધારી, ચંદ્રગુપ્ત આણ્યો ઠાય. ॥ ૯૭ ॥ વળી આર્દ્રકુમાર મુનિ, થુળિભદ્ર નંદિ- ષેણ; અરણિક અઇમુતો, મુનીશ્વરોની શ્રેણ ॥ ૯૮ ॥ ચોવિશજિન મુનિવર, સંખ્યા અઠ્ઠા- વીશ લાખ; ઉપર સહસ અડતાળીશ, સૂત્ર પરં- પરા ભાખ. ॥ ૯૯ ॥ કોઇ ઉત્તમ વાંચો, મોઢે જયણા રાખ; ઉઘાડે મુખ બોલ્યાં, પાપ લાગે વિપાક ॥ ૧૦૦ ॥ ધન્ય મરૂદેવી માતા, ધ્યાયો નિર્મળ ધ્યાન; ગજહોદે પાયો, નિર્મળ કેવ- ળજ્ઞાન ॥ ૧૦૧ ॥ ધન્ય આદીશ્વરની પુત્રી, બ્રાહ્મી સુંદરિ હોય; ચારિત્ર લેઇને, મુગતિ ગયાં સિદ્ધ હોય. ॥ ૧૦૨ ॥ ચોવીશે જિન- ની, વડી શિષ્યણી ચોવીશ, સતી મુગતે પ- હોંચ્યાં, પૂરી મન જગીશ. ॥ ૧૦૩ ॥ ચોવી- શે જિનનાં, સર્વ સાધવી સાર; અડતાળીશ

લાખને, આઠશે સિત્તેર હજાર. ॥ ૧૦૪ ॥ ચેડાની પુત્રી, રાખી ધર્મશું પ્રીત; રાજીમતિ વિજયા, મૃગાવતી સુવિનીત ॥ ૧૦૫ ॥ પદ્માવતી મયણરેહા, દ્રૌપદી દમયંતી સીત; ઈત્યાદિક સતીઓ, ગઈ જન્મારો જીત ॥૧૦૬॥ ચોવીશે જીનનાં, સાધુ સાધવી સાર; ગયાં મોક્ષ દેવલોકે, હૃદયે રાખો ધાર. ॥ ૧૦૭ ॥ ઈણુ અઢી દ્વીપમાં, ઘરડા તપસી બાળ; શુદ્ધ પંચમહાવ્રતધારી, નમો નમો ત્રણ કાળ. ॥ ૧૦૮ ॥ એ જતિયો સતિયોનાં, લીજે નિત્યપ્રત્યે નામ; શુદ્ધે મને ધ્યાવો, એહ તરવાનું ઠામ. ॥ ૧૦૯ ॥ એ જતીઓ સતીઓશું, રાખો ઉજવળ ભાવ; એમ કહે ઋષિ જય મલજી, એહ તરવાનો દાવ. ॥ ૧૧૦ ॥ સંવત અઢાર ને, વર્ષ સાતો મન ધાર; શેહેર ઝાલોરમાંહી, એહ કહ્યો અધીકાર ॥ ૧૧૧ ॥

# लघुं साधुवंदणा.

સાધુજીને વંદણા નિત્ય નિત્ય કીજે, પ્રહર ઉગમતે સૂરરે પ્રાણી; નીચ ગતિમાં તે નવી જાવે, પામે ઋદ્ધિ ભરપૂર રે પ્રાણી ॥ સા૦ ॥ ૧ ॥ મ્હોટાં રે પાંચે મહાવ્રત પાળે, ટાળે રયણીના દોષરે પ્રાણી; સમિતિ ગુપ્તિ શુદ્ધ મને સેવે, પાળે પંઢેસણા પોષરે પ્રાણી ॥ સા૦ ॥ ૨ ॥ નીચી નજરે મુનિ જોઇને ચાલે, છકાયના :પ્રતિપાળ રે પ્રાણી; ભ્રમર ભિક્ષા મુનિ સુજતી લેવે, દોષ બેંતાલીશ ટાળરે પ્રાણી ॥ સા૦ ॥ ૩ ॥ ઋદ્ધિ સંપદા મુનિ કારમી જાણે, દીધી સંસારને પુંઠરે પ્રાણી; એવા પુરૂષની સેવારે કરતાં, આઠ કર્મ જાવે તૂટરે પ્રાણી ॥ સા૦ ॥ ૪ ॥ એક એક મુ-નિવર રસના ત્યાગી, એક એક ગુણના ભં-

ડારરે પ્રાણી; એક એક મુનિવર વૈયાવચ્ચ
વૈરાગી, જેના ગુણુનો ન લાભે પારરે પ્રાણી
॥ સા૦ ॥ ૫ ॥ ગુણ સત્યાવીશ કરી મુનિ
દીપે, જીત્યા પરિસા બાવીશરે પ્રાણી; બાવન
અનાચિર્ણ દોષને ટાળે, તેને નમાવું મારૂં
શીશરે પ્રાણી ॥ સા૦ ॥ ૬ ॥ જાઝ સરીખા
સંત મુનીશ્વર, ભવિ જીવ બેઠા માંયરે પ્રાણી;
પર ઉપકારી દામ ન માગે, દીયે તે મુક્તિ
પહોંચાયરે પ્રાણી ॥ સા૦ ॥૭ ॥ જેને શરણે
જીવશાતા રે પામે, પામે લીલ વિલાસરે પ્રાણી;
જનમ જરા ને મરણને ટાળે, નાવે ગર્ભા-
વાસરે પ્રાણી ॥ સા૦ ॥ ૮ ॥ એક વચન જો
સદ્ગુરૂ કેરૂં, પ્રગમે હૈયા માંયરે પ્રાણી; દુર-
ગતિમાં તે નવિ જાવે, એમ ભાખ્યું જિનરાય
રે પ્રાણી ॥ સા૦ ॥૯॥ પ્રભાતે ઉઠીને ઉત્તમ
પ્રાણી, સુણે સાધુજીનું વખાણરે પ્રાણી; વડા

પુન્યાઇ એ પુરૂષોની, પામે અમર વિમાનરે પ્રાણી ॥ સા० ॥ ૧૦ ॥ સંવત અઢારને વર્ષ ઓગણત્રીસે, ભુસી ગામ ચોમાસરે પ્રાણી; ઋષિ આસકર્ણજી એણીપેરે બોલે, હુંતો ઉત્તમ સાધુનો દાસરે પ્રાણી ॥ સા० ॥ ૧૧ ॥

# जीवराशि. *

( પદમાવતિ રાણીની આલોચના. )

હવે રાણી પદમાવતિ, જીવરાશિ ખમાવે;

* એ ચંપા નગરીના ચેડારાજાની પુત્રી અને દધિવાહન રાજાની સ્ત્રી હતી. તેને ગર્ભાવસ્થામાં દોહદ ઉપજવાથી રાજાનો પોશાક પહેરી પતિ સાથે હાથી ઉપર બેસી નગરીમાં ફરતાં હાથી નાઠો, તેમાં રાજા વડશાખાએ વળગી રહ્યો અને હાથી રાણીને લેઇ કોઇ અટવીમાં ગયો ત્યાં પદમાવતિએ નીચે ઉતરી આ જીવરાશિ કહેલી છે.

જાણુપણું જગદોહિલું, એની વેળાએ આવે--
તે મુજ મિચ્છામિ દુક્કડં. ૧
ભવ અનંતાએ કરી, અરિહંતની શાખ;
જે મેં જીવ વિરાધિયા, ચોરાશી લાખ. તે. ૨
સાત લાખ પૃથ્વી તણા, સાતે અપકાય;
સાત લાખ તેઉકાયના, સાતે વળી વાય--તે. ૩
દસલાખ પ્રત્યેક વનસ્પતિ, ચૌદ સાધારણ;
બે-ત્રિ-ચોઇંદ્રી જીવના, બબ્બે લાખ વિચાર-તે.૪
દેવતા તિર્યંચ નારકી, ચચ્ચાર લાખ પ્રકાશી;
ચૌદ લાખ મનુષ્યના, એ લાખ ચોરાશી--તે. ૫
આ ભવ પરભવ સેવિયાં, જે પાપ અઢાર;
ત્રિવિધે ત્રિવિધે કરી પરિહરૂં, દુરગતી દાતાર-૬
હીંસા કીધી જીવની, બોલ્યા મૃખાવાદ;
દોષ અદત્તાદાનનો, મૈથુન ઉનમાદ.—તે. ૭
પરિગ્રહ મેળવ્યો કારમો, કીધો ક્રોધ વિશેષ;
માન,માયા, લોભ મેં કર્યા, વળી રાગ ને દ્વેષ-તે.૮

કલેશ કરી જીવ દુભવ્યા, દીધાં કુડાં કલંક;
નિંદા કીધી પારકી, રતિ અરતિ નિશંક-તે. ૯
ચાડી ખાધી ચોતરે, કીધો થાપણ મોસો;
કુગુરૂ,કુદેવ,કુધર્મનો,ભલો આણ્યો ભરોંસો-તે.૧૦
ખાટકીના ભવ મેં કીધા, કીધી જીવની ઘાત;
ચડીમારને ભવ ચરકલાં, માર્યાં દીનને રાત-તે.૧૧
માછીગર ભવ માંછલાં, ઝાલ્યાં જળવાસ;
ધીવર, ભીલ,કોળી ભવે,મૃગ પાડીયાપાસ-તે.૧૨
કાજી, મુલ્લાંને ભવે, પઢયા મંત્ર કઠોર;
જીવ અનેક ઝબ્બે કર્યા,કીધાં પાપ અઘોર-તે.૧૩
કોટવાળના ભવે મેં કિધા, આકરા કર--દંડ;
બંધીવાનને મરાવીયા, કોરડા-છડી--દંડ-તે. ૧૪
પરમાધામીના ભવે, દીધાં નારકીને દુઃખ;
છેદન-ભેદન--વેદના,તાડન અતિ તીખ-તે. ૧૫
કુંભારના ભવ મેં કીધા, કાચા નીંભા પકાવ્યા;
તેલી ભવે તલપીલિયા,પાપે પિંડ ભરાવ્યા-તે.૧૬

હાળી ભવે હળ ખેડીયાં, ફોડયાં પૃથ્વીનાં પેટ;
સૂડ-નિંદણુ કીધાં ઘણુાં,દીધા બળદ ચપેટ-તે.૧૭
માળીના ભવે રોપીયાં, નાનાં વિવિધ વૃક્ષ;
મૂળ પત્ર ફળ--પુલનાં,લાગ્યાં પાપ અલક્ષ.તે-૧૮
અધોવાઇયાના ભવે, ભર્યા અદકેરા ભાર;
પોઠી--ઉંટ કીડા પડયા,ન આણી દયાલગાર-તે.૧૯
છીંપાના ભવે છેતર્યા, કીધા રંગણુ પાસ;
અગ્નિ આરંભ કિધા ઘણુા,ધાતુર્વાદ અભ્યાસ તે.૨૦
સુરપણે રણુ ઝુઝતાં, માર્યા માણુસ વૃંદ;
માંસ-મદીરા--માંખણુભખ્યાં,ખાધાંમુળનેકંદ-તે.૨૧
ખાણુ ખણુાવી ધાતુની,અણુગળ પાણી ઉલેચ્યાં;
આરંભકીધા અતિ ઘણુા,પોતેપાપજ સિંચ્યાં.તે૨૨
ઇંગાલ કર્મ કીધાં વળી, ધર્મે દવજ દીધા;
સુસમ ખાધા વીતરાગના,કુડા કોષજ કીધા-તે.૨૩
બિલ્લી ભવે ઉંદર ગળ્યા, ગરોળી હત્યારી;
મુઢ મુરખ તણે ભવે, મેં જુ લીખ મારી-તે.૨૪

ભાડભુંજા તણે ભવે, એકેંદ્રિય જીવ;
જાર--ચણા--ઘઉં સેકિયાં, પાડંતાં રીવ—તે.૨૫
ખાંડણુ-પીસણુ-ગારીનો, આરંભ કીધો અનેક;
રાંધણુ-શીંધણુઅગ્નિનાં,પાપ લાગ્યાં વિશેક-તે.૨૬
વિકથા ચાર કીધી વળી, સેવ્યા પાંચ પ્રમાદ;
ઈષ્ટ વિયોગ પડાવિયા, રૂદન વિખવાદ--તે.૨૭
સાધુ ને શ્રાવક તણાં, વ્રત લેઇને ભાગ્યાં;
મુળ ને ઉત્તર તણાં, મુજ દુષણ લાગ્યાં--તે. ૨૮
સાપ--વીંછી- સિંહ--ચિતરા, સકરા ને સમળી;
હિંસક જીવતણે ભવે, હિંસા કીધી સબળી.તે૨૯
સુવાવડ દુષણ ઘણાં, કાચા ગર્ભ ગળાવ્યા;
*જીવાણી ઢાળ્યાં ઘણાં, શિયળવ્રત ભગાવ્યાં-તે.૩૦
ધોબીના ભવ જે કર્યા, જળના જીવ સુંવાળા;
ધુળે કરી જળ રોળિયાં, દાન દેતાં નિવાર્યા-તે.૩૧

* પાણી ગળતાં ગરણામાં રહેલું પોરા સહિત પાણી. (જીવ પાણી=સંખારાનું પાણી.)

લવારના ભવ જે કર્યા, ઘડયાં શસ્ત્ર અપાર;
કોસ કોદાળા ને પાવડા, ધિખધિખતી તરવાર-તે.૩૨
ગુજરના ભવ જે કર્યા, લીલા ભારા વઢાવ્યાં;
પાડીને બેલાં મેલિયાં, પાડે ઉઠી છે જવાળા-તે.૩૩
ઓડના ભવ જે કર્યા, કૂવા--વાવ ખોદાવ્યાં;
સરોવર ગળાવિયાં, વળી ટાંકાં બંધાવ્યાં--તે.૩૪
વાણિયાના ભવ જે કર્યા, કૂડા લેખ લખાવ્યા;
ઓછું આપી અધિકું લીધું, કૂડાં માપ રખાવ્યાં-તે.૩૫
હાથીના ભવ જે કર્યા, વેલડી વલુરિયાં;
પંખી માળા ચુંથિયા, પાપે પેટજ ભરિયાં-તે.૩૬
કેરી ને કોઠીંબડાં, વળી લીંબુજ મોર્યા;
રાઇ ચઢાવી શેલણે, પોતે પાપજ સિંચ્યાં-તે.૩૭
અણગળ આંધણ મેલિયાં, અણપૂંજ્યે ચૂલે;
અણસોયા કણ ઓરિયા, તેનાં પાપ કેમ ભૂલે? તે.૩૮
ભવ અનેક ભમતાં થકાં, કીધો કુટુંબ સંબંધ;
ત્રિવિધે ત્રિવિધે કરી વોસરૂં, તેણેશું પ્રતિબંધ-તે.૩૯

ભવ અનેક ભમતાં થકાં, કીધો દેહ સંબંધ;
ત્રિવિધે ત્રિવિધે કરી વોસરૂં,તેણેશું પ્રતિબંધ-તે.૪૦
ભવ અનેક ભમતાં થકાં, કીધો પરિગ્રહ સંબંધ;
ત્રિવિધે ત્રિવિધેકરી વોસરૂં,તેણેશું પ્રતિબંધ-તે.૪૧
ઈણી પેરે ઇહ ભવ પરભવે,કીધાં પાપ અખત્ર;
ત્રિવિધેત્રિવિધે કરીવોસરૂં, કરૂંજન્મ પવિત્ર તે.૪૨
હવે રાણી પદ્મ:વતી, કીધાં શરણાં ચાર;
સાગારી અણુસણ કર્યો, જાણુપણાનુસાર-તે. ૪૩
રાગ વેરાડી જે સુણે, એ ત્રીજી ઢાળ;
સમય સુંદર કહે પાપથી, છુટો તત્કાળ-તે.૪૪

# अतिचार सिवायना मोटा दोष.

દોહરા

પર દેવો નહિ પૂજવા, સમકિત લીધું સાર;
બાધા લે નિજ દેવની, એમાં દોષ અપાર ! ૧

જીવહિંસા કરવી નહીં, વ્રત પ્હેલું શ્રીકાર,
જીવઇ તોડે જીવની, એમાં દોષ અપાર ! ૨
અસત્ય વચન ન બોલવું, વ્રત બીજું સ્વીકાર;
જૂઠ જણાવે શાનમાં, એમાં દોષ અપાર ! ૩
અદત્ત વસ્તુ કોઇની, કરે ન અંગીકાર;
ભુલથી આવ્યું ગોપવે, એમાં દોષ અપાર ! ૪
નિજ દારા સંતોષીને, પર દારા પરિહાર;
વધુ ઇચ્છા વરવા વધૂ, એમાં દોષ અપાર ! ૫
પરિગ્રહને સંકોચવા, નીમ કીધો નિરધારઃ
તણાય તૃષ્ણા નીરમાં, એમાં દોષ અપાર ! ૬
જીંદગી સુધી રોકવી, ક્રીયા આશ્રવદ્વાર;
હદ રાખે અતિ મોકળી, એમાં દોષ અપાર ! ૭
પંદર કર્મ્માદાણીના, ત્યાગ કીધા વેપાર;
ધીરે દ્રવ્ય કસાઇને, એમાં દોષ અપાર ! ૮
ડરી અનર્થા દોષથી, છાંડયા ચાર પ્રકાર;
પંચાતો પરની કરે, એમાં દોષ અપાર ! ૯

સમતા જળમાં ઝીલવા, કર્યું સમાયિક સાર;
કષાય કાદવમાં ખુંચે, એમાં દોષ અપાર ! ૧૦
સાધુ સમ દીન એકનું, દિસાવગાસિક સાર;
ઇચ્છા ઉત્તમ આ'રની, એમાં દોષ અપાર!૧૧
નિજ આતમને પોષવા, પોષધ કીધો સાર;
તન પોષે સુખે સુઇ, એમાં દોષ અપાર ! ૧૨
અન્નોદક વ્હોરાવિયાં, સાધુને ઘરિ પ્યાર;
ન્યુનાધિકપણું તેવડે, એમાં દોષ અપાર ! ૧૩
તજી ત્રયોદશ દોષ એ, વળિ બીજા અતિચાર;
'મોતી' મળવા મોક્ષપદ, સ્વીકારો વ્રત બાર.૧૪

# दररोज धारवाना १४ नियम.

सचित्त दव्व विगय वाणी ।
तंबोल वथ्थ कुसुमेसु ॥

**वाहन सयण विलेवण ।**
**बंभ दिसी न्हाण भत्तेसु ॥**

( પૃથ્વી, અપ્, તેજઃ, વાયુ, વનસ્પતિ, ત્રસ, એ છકાયની રક્ષા: તથા અસિ, મસિ ને કૃષિ એ રીતે કુલ ૨૩ બાબતના નિયમ કરવા. )

સચિત્ત—માટી, પાણી, ફળ, કાષ્ટ, પત્ર, બીજ, તથા જે કાંઈ લીલી વસ્તુ છેદ્યાને બે ઘડી થઇ ન હોય તેનું વજન ધારવું.

દ્રવ્ય—સચિત્ત અને અચિત્ત વસ્તુ વાપરવી હોય તેની ગણત્રી કરવી.

વિગઇ—દુધ, દહીં, તેલ, ઘી, ગોળ તથા જે કઢાઈમાં તળાય એ છ વિગયની ગણત્રી કરવી. ( વિગઇ--વિકૃતિ. )

વાણી—જોડા, મોજાં વગેરેનું પ્રમાણ કરવું.

તંબોળ—પાન, સોપારી, લવીંગ આદિનું પ્રમાણ કરવું

વથ્થ--વસ્ત્રનું પ્રમાણ કરવું.

કુસુમેસુ—પુલ, છીંકણી, અત્તર વગેરે સુંઘવાની ચીજનું પ્રમાણ કરવું.

વાહન--ચરતાં, ફરતાં કે તરતાં વાહનો જેવાં કે,ગાડી,આગબોટ વગેરેનું પ્રમાણ કરવું.

સયણ—બીછાનું, પાટલા, ખુરશી વિગેરેનો નિયમ.

વિલેવણ—સુખડ, ચંદન વગેરે વિલેપનનું પ્રમાણ.

બંભ—બ્રહ્મચર્યનો નિયમ.

દિસી--છ દિશાએ જવાના ગાઉનું પ્રમાણ.

ન્હાણ—બધે શરીરે નહાવાનો નિયમ.

ભત્તેસુ--જમવાની વસ્તુઓનું પ્રમાણ.

પૃથ્વીકાય--માટી, મીઠું, ખડી, ખારો વગેરેનું પ્રમાણ.

અપકાય—પાણીનું પ્રમાણ.

તેઉકાય—દીવા, ચુલા, સગડીઓ વગેરેનું પ્રમાણ.

વાઉકાય—પંખા, ધમણો, હીંચકા વગેરેનું પ્રમાણ.

વનસ્પતિકાય—શાક વગેરેનું પ્રમાણ.

અસિ--ધાર,અણી ને ધબાકો એટલે તરવાર, ભાલો કે તોપ અને બંદુક, છરી વગેરે અસ્ત્ર ને શસ્ત્રોનું પ્રમાણ.

મસિ—સ્યાહી, ખડીયા, કલમ, રંગવાનું પાણી વગેરેની ગણત્રી.

કૃષિ—ખેતી, ટાંકાં, ભોંયરાં, કુવા, તળાવ વગેરેનું પ્રમાણ.



# માર્ગાનુસારીના ૩૫ બોલ.

૧ ન્યાયથી ધન મેળવવું. ૨ ઉત્તમ પુરૂષો-
ના આચરણને અનુસરવું. ૩ સરખા કુળ
તથા શીલવાળા સાથે વેવિશાળ કરવું.
૪ પાપથી બીતા રહેવું. ૫ પ્રસિદ્ધ દેશાચાર
પ્રમાણે વર્ત્તવું. ૬ કોઇને અવર્ણવાદ બોલવો
નહિ. ૭ અતિ પ્રગટ, અતિ ગુપ્ત, અને અ-
તિ દ્વારવાળા ઘરમાં રહેવું નહિ.૮ સદાચરણી
પુરૂષોની સોબત કરવી. ૯ માબાપની સેવા
કરવી. ૧૦ ઉપદ્રવવાળા સ્થાનનો ત્યાગ કરવો.
૧૧ નિંદિત કાર્ય કરવું નહિં. ૧૨ પોતાની
આવકના પ્રમાણમાં ખર્ચ કરવું. ૧૩ પેહ-
સના પ્રમાણમાં વેષ રાખવો. ૧૪ બુદ્ધિના
આઠગુણોને ખીલવવા. ૧૫ પ્રતિદિન ધર્મનું

શ્રવણ કરવું. ૧૬ પ્રથમનું ભોજન પચ્યા સિવાય જમવું નહિં. ૧૭ વખતસર જમવું. ૧૮ ધર્મ, અર્થ અને કામને બાધા ન થાય તેમ સેવવું. ૧૯ પ્રાહુણા તથા ગરીબોને અન્નપાન દેવું. ૨૦ ખોટો હઠ ન કરવો. ૨૧ ગુણી પુરૂષોનો પક્ષ કરવો. ૨૨ નિષેધેલા દેશમાં જવું નહિ. ૨૩ પોતાનું બલાબલ વિચારી કામ કરવું. ૨૪ જેનું પોષણ કરવું ઘટે તેનું કરવું. ૨૫ શુભ આચારવંત તથા બહુશ્રૂત પુરૂષની ઉપાસના કરવી. ૨૬ દીર્ઘદર્શી થવું. ૨૭ વિશેષજ્ઞ થવું. ૨૮ કૃતજ્ઞ થવું. ૨૯ લોકપ્રિય થવું. ૩૦ લજ્જાવંત થવું. ૩૧ દયાવંત થવું. ૩૨ સૌમ્યવૃત્તિ ( શાંત સ્વભાવ ) રાખવી. ૩૩ પરોપકાર કરવો. ૩૪ આઠમદને જીતવા. ૩૫ ઇંદ્રિઓને કબજે રાખવી.

---

# સાધુજીને વહોરાવવા સંબંધી છન્નું દોષ.

## વહોરાવનારથી લાગતા દોષો.

૧ સાધુ માટે રાંધીને આપે. ૨ સચિત્તનું અચિત્ત કરી આપે. ૩ સાધુ માટે કરેલા ખોરાકનો જરા પણ ભાગ ભળેલ હોય તેવું વહોરાવે. ૪ સાધુ વગર બીજાને ન આપે. ૫ સાધુ માટે જમણવાર આઘો પાછો કરે. ૬ ઘર તથા સાધુ માટે ભેળું રાંધી આપે. ૭ અજવાળું કરીને આપે. ૮ વેચાતું લેઇને આપે. ૯ ઉછીનું લેઇને આપે. ૧૦ બદલાવીને આપે. ૧૧ સાધુ રહે ત્યાં લાવીને આપે. ૧૨ ડાટો ખોલીને આપે. ૧૩ મેડીએથી નીચે લાવીને આપે. ૧૪ ભોંયરામાંથી લાવીને આપે. ૧૫ ઉચકાવીને આપે. ૧૬ સહીઆરી ચીજ બધા ભાગીદારની રજા વગર આપે. ૧૭ સાધુ માટે આંધણમાં અધિક રાંધી આપે.

## વહોરનારથી લાગતા દોષો.

૧૮ બાળકને રમાડીને લે. ૧૯ સંદેશા કહીને લે. ૨૦ નિમિત્ત ( ભવિષ્ય ) ભાખીને લે. ૨૧ પોતાની જાતિ ઓળખાવીને લે. ૨૨ કરગરીને લે. ૨૩ વૈદું કરીને લે. ૨૪ દેનાર ઉપર ક્રોધ કરીને લે. ૨૫ અહંકાર કરીને લે. ૨૬ કપટ કરીને લે. ૨૭ લોભ કરીને લે. ૨૮ આહાર લીધા પહેલાં કે પછી આપનારનાં બહુ વખાણ કરે. ૨૯ વિદ્યા શીખવીને લે. ૩૦ મંત્ર શીખવીને લે. ૩૧ ચુરણ આપીને લે. ૩૨નક્ષત્રના જોગ તથા સામુદ્રીક શીખવીને લે.( *આ ૩૨ દોષો શ્રી નિસિથસૂત્રમાં કહ્યા છે) ૩૩ વહોરતાં શંકા ઉપજે છતાં લે. ૩૪ અયોગ્ય વાસણથી વસ્તુ વહોરે. ૩૫ સચિત્ત ઉપર મુકેલું છે તે લે. ૩૬ સચિત્તથી ઢાંકેલું છે તે લે. ૩૭ સચિત્ત વાસણથી કાઢેલું છે તે લે. ૩૮ સુરદાસનું દીધેલું લે. ૩૯ સચિત્ત અચિત્ત ભેગું હોય તે લે. ૪૦ શસ્ત્ર પ્રગમેલ નથી તે લે.૪૧ તરતનું લીંપણ કચરીને આપે તે લે.૪૨

ઢોળાતાં આપે તે લે( ⁂ આ છેલ્લા૧૦ દોષ એષણાના છે. ) ૪૩ આહારને વખાણે. ૪૪ આહારને વખોડે. ૪૫ સંયોગ મેળવી સ્વાદિષ્ટ થાય તેમ કરે. ૪૬ ભૂખના પ્રમાણથી વધારે જમે. ૪૭ ભૂખ વગેરે છ કારણ વિના આહાર કરે. ( ⁂ આ છેલ્લા પાંચ દોષ માંડલિયાના છે.) ૪૮ ચણીયારાં વાળાં કમાડ ઉઘાડીને કે અધુકડાં ઉઘાડીને આપે તે લે. ૪૯ ઢાંકણીમાં કાઢી મુકેલું આપે તે લે. ૫૦ બાકુળા ઉછાળવા કર્યા હોય તે ઉછાળ્યા પહેલાં લે. ૫૧ દેખાતું ન હોય તે લે. ૫૨ નઠારો આહાર મળ્યા પછી એ પરઠવી દેઇશું એમ ધારી સારો આહાર વહોરે. ( ⁂ આ છેલ્લા પાંચ દોષ આવશ્યક સૂત્રમાં કહ્યા છે. ) ૫૩ દાનશાળાનું લે. ૫૪ મુએલા પાછળ નાખે તે લે. ૫૫ સાધુસંત સારૂ કર્યું હોય તે લે.૫૬ રાંક માટે કરેલું હોય તે લે. ૫૭ એકના એક ઘરનું રોજ રોજ લે. ૫૮ જગાની આજ્ઞા આપનારનું લે. ૫૯ વિષય વધારે તેવો ખોરાક લે. ૬૦ વિના કારણે ઉંચો ખોરાક

ઇચ્છા મુજબ માગીને લે. ૬૧ સચિત્તને સંઘટે છે તે લે. ૬૨ ખાવાનું થોડું ને નાખી દેવાનુ ઝાઝું તેવું લે. ૬૩ ચોર જુગારી વગેરે નિંદનીકનું લે. ૬૪ જેની મના કરી હોય તેના ઘેરથી લે. ૬૫ અપ્રતિતકારી ( ગણિકા ) નું લે. ૬૬ વહોરાવ્યા પછી દોષ લગાડે તેવાનું લે. ૬૭ દારૂવાળા વાસણથી વહોરાવેલું લે. ( ⁂ આ છેલ્લા પંદર દોષ દસવૈકાલિક સૂત્રમાં કહ્યાછે.) ૬૮ પોતાની નાત જાત કે સંપ્રદાયનું જ વહોરે. ૬૯ પરોણા માટે કરેલું તે પરોણા જમ્યા પહેલાં વહોરે. ( ⁂ આ છેલ્લા બે દોષો ઠાણુંગજી સૂત્રમાં છે ) ૭૦ માંસવાળા વાસણથી વહોરે. ૭૧ નિત્ય પ્રત્યે માન બાંધીને લે. ૭૨ નાત જમતી હોય ત્યાંથી લે. ૭૩ ભિખારીની અંતરાય પડાવીને લે. ૭૪ વાયદો ઠરાવી આહાર વસ્ત્ર વહોરે. ( ⁂ આ છેલ્લા પાંચ દોષ આચારાંગ સૂત્રમાં કહ્યા છે. ) ૭૫ સૂર્ય ઉગ્યા પહેલાં વહોરે. ૭૬ પહેલા પહોરનું વહોરેલું છેલ્લા પહોરમાં ખાય. ૭૭ બે ગાઉ ઉપરાંત લેઇ જઇને જમે.

૭૮નોતરીને તેડી જાય તેનું વહોરે.૭૯'અટવી ઉતર-નાર માટે છે તે લે.૮૦ દુકાળમાં રાંકાં માટે છે તે લે. ૮૧ વરસાદમાં રાંકાં માટે છે તે લે. ૮૨ રોગી માટે કરેલ છે તે રોગી જમ્યા પહેલાં લે ( *આ છેલ્લા સાત દોષ ભગવતિજી સૂત્રમાં કહ્યા છે. ) ૮૩ સાધુ માટે કુલેર કરી દે. ૮૪ દહીંકુર કરી દે. ૮૫ પાણી સિવાય બીજી કાંઇચીજ પોતાના હાથે લે. ૮૬ માંહીથી બહાર કાઢી દે તે લે. ૮૭ ચારણભાટ-ની પેઠે દેનારનાં વખાણ કરીને લે. ( *આ છેલ્લા પાંચ દોષ પ્રશ્ન વ્યાકરણમાં છે. ) ૮૮ બાળક માટે કરેલ હોય તે લે. ૮૯ ગર્ભવંતી માટે કરેલ હોય તે તેના જમ્યા પહેલાં લે. ( *આ છેલ્લા બે દોષ દશા-શ્રુતસ્કંધમાં છે.) ૯૦ 'છેરે કોઈ દાતાર ?' એમ કહીને લે. ૯૧ અટવીમાં એકાદ દિવસ લાકડાં લેવા જનારના ભાથામાંથી લે. ૯૨ અન્યદર્શની કે વેષ-ધારી પાસેથી આહાર વસ્ત્ર લે. ૯૩ પાસથ્થા–સંયમ ગુણ વિના વેષ રાખી માગી ખાય તેનું લે. ૯૪

દુગંછનિકનું લે. ૯૫ ગૃહસ્થ સાથે આવી, ઓળખાવીને અપાવે એવી રીતે લે ( **આ છેલ્લા ૭ દોષ નિસિથસૂત્રમાં છે ) ૯૬ રોગાદિક કારણ વિના ઘણી વાર આહાર રાખી મુકે ( **આ એક દોષ વેદકલ્પ સૂત્રમાં છે ).



## જૈનસમાચાર ઑફિસ તરફથી બહાર પડેલાં ગુજરાતી લીપીનાં પુસ્તકો.

0—3—0 કલ્યાણમંદિર સ્તોત્ર અર્થ ટીકા સાથે.
0—૪—0 સ્વરશાસ્ત્ર.
0—૬—0 સંસારમાં સુખ.ક્યાં છે ભાગ ૧–૨ ભેગા)
0—૬—0 સતી દમયંતી (નૉવેલ છબી સાથે).
0—૨—0 બાર વ્રત.
0—૮—0 સદુપદેશમાળા ભાગ ૧ લો.
0—૬—0 ખરા સુખની કુંચીઓ.
0—૮—0 નગીરાજ (આધ્યાત્મિક નૉવેલ).
0—૬—0 સદ્ગુણપ્રાપ્તિનો ઉપાય.
0—૮—0 ધર્મતત્વસંગ્રહ (જુજ.નકલો રહી છે).
0—૪—0 દીવ્યયાત્રા (નૉવેલ).
0—૪—0 હિતશિક્ષા.
0—૫—0 પ્રાણી હિંસા અને પ્રાણીખોરાક નિષેધક.
0—૭—0 ,, ,, પાકું પુંઠું.
0—૪—0 સુદર્શન (નૉવેલ) ભાગ ૧ લો.
0—0—૬ સામાયક–આનુપુર્વી તથા છંદસંગ્રહ.